॥ श्री गणेशाय नमः ॥

શ્રી મનોરંજક નાટક સમાજ.

# સ્નેહ-સુધા.

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.


રચનાર,

રામનારાયણ મોહનલાલ પાઠક.



પ્રકાશક,

પ્યારેલાલ વિઠ્ઠલરાય મ્હેતા.

ખાડીઆ, અમદાવાદ.

સં. ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧

આવૃત્તિ પહેલી પ્રત ૩૦૦૦

મૂલ્ય ત્રણ આના.

કાયદા પ્રમાણે રજીસ્ટર્ડ કરાવી પ્રસ્તુત નાટકના સર્વ અધિકારો 'શ્રી મનોરંજક નાટક સમાજ' ના માલીકે પોતાને સ્વાધીન રાખ્યા છે, માટે તેમની અનુમતિ વિના કોઈએ આ નાટક છપાવવું કિંવા ભજવવું નહિ.



શ્રી 'ગણેશ' પ્રિન્ટીંગ પ્રેસમાં
ઈશ્વરલાલ માણેકલાલ ત્રીવેદીએ છાપ્યાં
ઠે. જુમામસીદ સામે—અમદાવાદ.

## પૂર્વ વૃત્તાંત



વિજયદુર્ગના રાજા અબળસિંહની રૂપવતી કુંવરી સુધાના હાથની માગણી રાજા જયસિંહે અનેક વખત કરેલી પણ તેને ના પાડવામાં આવી તેથી તે પોતાનું અપમાન થયું સમજી અબળસિંહને ત્રાસ આપવા ઘણા વખતથી તૈયાર થઇ રહેલો હતો. એક દિવસે વિજયદુર્ગ તથા ઇંદ્રગઢની સરહદ ઉપર બહારવટીઆઓએ તોફાન કરી લુટફાટ ચલાવવી શરૂ કરી અનેક અનાથો, જાનો, પ્રવાસીઓને રોકી રાખી કોઇના નાક કોઇના હાથ પગ કાપી અત્યંત ત્રાસ વર્તાવી લુંટ કરતા હતા તેવામાં મોસાળમાંથી પાછી પોતાના માબાપ પાસે જતી સુધા ત્યાં આવી ચઢી. સુધાના માણસોને તથા બહારવટીઆઓને લડાઈ થઇ તેવામાં ઇંદ્રગઢમાંથી બ્હારે ચડેલ જયસિંહ પોતાના લસ્કર સાથે આવી ચડયો. ભાવતુ હતું ને વૈદે બતાવ્યું. સુધાના ઉમેદવારના હાથમાં સુધાજ સપડાઈ. પછી બીજું શુ જોઇએ? સુધાને પકડી "કેદખાનામાં પુરીદેવામાં આવી અને દુનિયામાં અન્યાય ન ગણાય માટે, બહારવટીઆને મદદ કરવામાં તમારોજ હાથ છે અને સાબીતીમાં તમારીજ કુંવરી છે. કુંવરીએ આજે બહારવટીઆઓ સાથે મળીને અમારી સરહદમાં તોફાન કરી અમારા નિર્દોષ સૈનિકોના રૂધિર રેડયા છે. અને એ ભયંકર ગુન્હા માટે તેને હાલ તુરત તો કેદ કરવામાં આવેલ છે." આવો ખોટો આરોપ અબળસિંહ ઉપર મુકી તેની પાસે દંડ માગ્યો. રાજા અબળસિંહ વ્યસની તથા મુર્ખ હતો. તેણે આ વાતની જરાપણ દરકાર ન કરી ત્યારે રાણી ભવાનીએ જયસિંહે માગ્યા મુજબ દંડની રકમ મોકલી આપી. છતાં પણ સુધાનો છુટકારો નજ થયો તેથી રાણી ભવાનીએ પોતાના વિશ્વાસૂ સરદાર સ્નેહસિંહને થોડાક સૈનિકો સાથે સુધાને છોડાવી લાવવા માટે ઇંદ્રગઢ તરફ રવાના કર્યો. આટલી બીના બની ગયા પછી ઇંદ્રગઢના કારાગૃહમાં સુધાપર જયસિંહ તરફથી ત્રાસ વર્તાવવામાં આવે છે ત્યાંથી આજના નાટકની શરૂઆત થાય છે.

શ્રી ગણેશાય નમઃ

# સ્નેહ—સુધા.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

### મંગળાચરણ.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો:**—ભયંકર કારાગૃહ—કેદી અવસ્થામાં દુઃખી થતી સુધા પોતાના હૃદયના દુઃખભારને શોકના આંસુથી ઓછો કરવાની વ્યર્થ કોશીષ કરતી દેખાય છે ત્યાં રાજા જયસિંહે મોકલેલી દાસી વસ્ત્રાભુષણ લઇને આવે છે, અને સુધાને હઠ પડતી મુકી જયસિંહની પ્રેમ માગણી કબુલ રાખવાને સમજાવે છે. સુધા, દાસીનું અપમાન કરે છે; જયસિંહ આવે છે. પોતાની માનીતી દાસીનું અપમાન થતું જોઇને વધારે ચીડાય છે, ને સુધાને હેરાન કરવા તૈયાર થાય છે. સુધા તેને પણ સખ્ત શબ્દોથી તીરસ્કાર આપે છે. જયસિંહ વધારે ચીડાય છે પણ સુખનો ઉમેદવાર જયસિંહ સુધાને પોતાની સ્ત્રી બનાવવાના લોભથી, વધારે સખ્તાઇ ન કરતાં, પોતાના સૈનિકોનો સખત પહેરો મુકી સુધાને બીજે દિવસે પોતાના શયનગ્રહમાં

લાવવાનું ફરમાન કરી ચાલ્યો જાય છે. પાછળથી પોતાનું શિયળ સાચવવા ખાતર સુધા મરવા તૈયાર થાય છે, તેવામાં સ્નેહસિંહ આવી ચડે છે, અને સૈનિકોને મારી સુધાને લઇ ચાલ્યો જાય છે.

**પ્રવેશ ૨ જો:**—કોમીક–લલિતાને નિશાળેથી આવતા વિલંબ થયો છે તેથી તેનો બાપ ચિંત્તા કરે છે ને તેને શોધવા જાય છે જુવાનીમાં દિવાની બનેલી લલિતા આવે છે ને પોતાના પ્રેમના ઉભરા કાઢે છે ત્યાં વૈદરાજ શોધ કરતાં ક્યાંઇ પતો ન લાગવાથી પાછા ઘેર આવે છે. લલિતાને ફરીથી સ્કુલમાં ન જવાનું કહે છે ને તેનું દફતર લઇ લે છે. દફતરમાંથી લલિતાના પ્રેમી વામનનો ફોટો નીકળે છે તે જોઇને વૈદરાજ ચીઢાય છે, અને એ બદમાશને પોલીસ પાસે પકડાવીને હેરાન કરવાનો વીચાર કરે છે. લલિતા વામનને ટેલીફોનથી આ હકીકત જણાવે છે. વામન એક દર્દી તરીકે આવે છે. વામન વૈદરાજને ઓળખતો નથી તેથી વધારે ગોટાળો થાય છે અને વૈદરાજ દવા લઇ આવવાને બહાને પોલીસને બોલાવવા જાય છે પાછળથી લલિતા આવે છે અને વામનની સાથે બહારગામ નહાસી જાય છે.

**પ્રવેશ ૩ જો:**—સખ્ત પહેરામાંથી સુધા છટકી જવા પામી તેથી જયસિંહ વધારે ઉશ્કેરાઇ જાય છે. જેલરને દેહાંત દંડની શીક્ષા કરે છે અને અચળસિંહ ઉપર દુત મોકલી કેદીને સોંપી દેવ-

અથવા તો યુધ્ધનું આમંત્રણ સ્વિકારવાનો સંદેશો કહેવરાવે છે.

**પ્રવેશ ૪ થોઃ**—રાજમહાલયનો એક ભાગ–સ્નેહ–સુધાનો વાર્તા વિનોદ. રાણી ભવાની આવીને સુધાનું વેશવાળ સ્નેહસિંહ સાથે થયુ તેની ખુશાલીમાં સ્નેહસિંહને પહેરામણી આપે છે અને લગ્નનું પણ સહજ સુચન કરે છે.

**પ્રવેશ ૫ મો**—રાજ્ય મહેલનો બગીચો–વ્યસની રાજા અમળસિંહે પોતાના ખુશામતીઆ સાથીઓ સાથે વડારણોનાં ગીત સાંભળતો હોય છે ત્યાં જયસિંહે મોકલેલ દુત આવે છે, ને આજ્ઞા પત્ર આપે છે. વીરતાનું જેનામાં નામ નથી એવો અફીણીઓ રાજા અમળસિંહ, જયસિંહના કહેણથી ગભરાય છે અને સુધાને તથા તેને બચાવી લાવનાર સ્નેહસિંહને સોંપી દેવાનો હુકમ કરેછે. રાણી ભવાની આવે છે અને આ વાત સાંભળતાં રાજાપર ચીડાઇ જાય છે રાજા અમળસિંહને રાજ્યાસન માટે નાલાયક સમજી તેને માથેથી તાજ લઇ લે છે અને પોતેજ પોતાની સત્તાથી લડાઇનું કહેણ સ્વીકારે છે. દૂતને વિદાય કરે છે. રાણી સ્નેહસિંહને બોલાવી સર્વ હકીકતથી વાકેફ કરે છે. સ્નેહસિંહ આનંદથી સમરાંગણ ખેડવા તૈયાર થાય છે. રાણી ભવાની પોતાના પતિ અમળસિંહને પરાણે લડાઇમાં મોકલે છે અને પોતે જાતે પણ મેદાને પડવા તૈયાર થાય છે.

**પ્રવેશ ૬ ઠો**—રસ્તો–નાસી આવેલા વામન તથા લલિતા

આવતી ટ્રેનમાં ઉપડી જવાની તૈયારીમાં દેખાય છે ત્યાં વૈદરાજને થાપ આપી લલિતાને લઇને વિદાય થઇ જાય છે.

**પ્રવેશ ૭ મો**—વિજયદુર્ગ–લડાઇના મેદાનમાંથી ન્હાસી આવેલ અખળસિંહ તથા માવો દરવાનને દરવાજો ઉઘાડી પોતાને અંદર લેવા માટે વિનવે છે પણ રાણીનો સખ્ત હુકમ હોવાથી દરવાન દરવાજો ઉઘાડતો નથી, રાજા દરવાનને વિનવતો હોય છે. ત્યાં યુદ્ધ નીહાળવા થાટે રાણી કીલ્લા પર આવી ચડે છે ને અખળને ન્હાસી આવેલો જોઈ તેનો તીરસ્કાર કરે છે. રાણી બંન્નેને કીલ્લાની અંદર આવવા દેવનો હુકમ કરે છે ને પોતે મેદાન તરફ જવા તૈયાર થાય છે. જયસિંહ પોતાના લશ્કર સાથે ધસી આવે છે ને કીલ્લાપર હલ્લો કરે છે સ્નેહસિંહ સામે થાય છે ને પ્રચંડ યુધ્ધ થાય છે. સ્નેહસિંહ પરાજય પામે છે પણ રાણીની તથા સુધાની વખતસરની મદદથી બચી જાય છે. છેવટે જયસિંહ હારે છે. ને તેને પકડી લેવામાં આવે છે.

ટેબ્લો.



# અંક બીજો.

---

**પ્રવેશ ૧ લો**—રાણી ભવાનીએ ભરેલો વિજય દરબાર—વિજયના હર્ષની વધાઇમાં રાણી ભવાની સ્નેહસિંહને વિજયદુર્ગના રાજ્ય રક્ષકની સત્તાથી વિભુષિત કરે છે અને સ્નેહ-સુધાના લગ્ન પણ અહીંજ થાય છે, પરંતુ શુભ પ્રસંગમાં બધું શુભજ થવું જોઇએ તેથી પરોપકાર વૃત્તિવાળી રાણી, જયસિંહને બોલાવી મંગાવે છે અને ફરીથી આવી ઉદ્ધતાઇ ન કરવાની શરતે તેને બંધન મુક્ત કરી ખરા ક્ષત્રીવટનો ઉત્તમ પડઘો પાડે છે. જયસિંહ કપટ ભાવથી નમી જાય છે. સુધાને પહેરામણી આપે છે. સ્નેહ-સુધાના લગ્ન.

**પ્રવેશ ૨ જો**—ધર્મશાળા—ટ્રેનમાંથી ઉતરી લલિતા તથા વામન એક ધર્મશાળામાં પોતાનો મુકામ કરે છે; કયાં રહેવું અને શું ધંધો કરવો એ વાતનો વિચાર કરતાં કરતાં સરસામાન પડતો મુકી બહાર ફરવા ચાલ્યા જાય છે. પાછળથી ધર્મશાળામાં ઉતરેલા બે મવાલીઓ એમનો પડી રહેલો સામાન લઇ જતાં ભાગ પાડવામાં લડી પડે છે. મારામારીમાં એકનું ખુન થાય છે. બીજો ગભરાઇને નહાસી જાય છે.

લલીતાને વામન આવી ચડે છે; શહેરની રચનાનાં વખાણની વાતો કરતાં હોય છે ત્યાં પરદેશી મુસાફરોની તપાસ કરવા કોટવાળ આવી ચડે છે. બન્નેને નામ ઠામ પુછતાં વામન તરફથી કંઇક ઉદ્ધત જવાબ મળે છે. કોટવાલ મરી ગએલ મવાલીને ઉંઘી ગયેલ માણસ સમજી વામનને તેની માહીતી મેળવવા માટે પુછે છે. વામન આડો જવાબ

આપે છે. કોટવાળ જાતે તપાસ કરે છે. મડદું જોઇ આ બન્નેને ખુની તરીકે પકડી લે છે. લલિતાના નખરાથી કોટવાળ અંજાઇ જાય છે, ને તેને છુટી રાખે છે.

**પ્રવેશ ૩ જો**—જયસિંહનો મ્હેલ-હાર્યો જુગારી બમણું રમે એ પ્રમાણે જયસિંહ વધારે ઉશ્કેરાય છે, વૈરની આગમાં તેનું અંતર અહોનિશ સળગ્યા કરે છે. અને સુધાને વશ કરવાના અનેક કાવા-દાવા રચે છે. આજે એક નવો પ્રપંચ રચાય છે. જયસિંહે હૃદયની મુંઝવણથી આપઘાત કર્યો છે અને પોતાના વારસ તરીકે સ્નેહસિંહને રાજ્યગાદીએ બેસાડવો એવો મરતી વખતે કરાર લખી ગયો છે.” એવા જૂઠા સમાચાર વિશ્વાસુ સેનાપતિ સાથે રાણી ભવાનીને એક બાજુથી કહેવરાવવામાં આવે છે. અને બીજી બાજુથી પોતાની પ્રપંચ જાળ પાથરી સુધાને તથા સર્વને કેદ કરવાનો તાગડો રચવામાં આવે છે. આ કામ પાર ઉતારવાના બદલામાં જયસિંહ સેનાપતિને મોટી આશા આપે છે, સેનાપતિ વિજયદુર્ગ તરફ રવાના થાય છે.

**પ્રવેશ ૪ થો**-સ્નેહ-સુધાનું રંગ ભુવન-પ્રેમી દંપતિ પ્રેમની મીઠી વાતોમાં મશગુલ થયાં છે તેવામાં રાણી ભવાની તથા જય-સિંહનો કપટી સેનાપતિ આવે છે. કપટ પત્ર સાચો માની જયસિંહના મરણ સણાચારથી સર્વે દીલગીર થાય છે અને પત્રની હકીકત ઉપ-રથી ઇંદ્રિગઢ તરફ વિદાય થાય છે, પાછળથી કરી રાખેલ સંકેત પ્ર-માણે સૈનીકો સાથે સરહદ ઉપદ આવીને છુપાઇ રહેલો જયસિહ ત્યાં

આવી ચડે છે. સુધાને શરણ થવાને કહે છે. સુધા જયસિંહને હૃદય પીગળાવી નાખે એવા શબ્દોથી વિનવે છે પણ કામાંધ જયસિંહ કશું સમજતો નથી. સુધા હિમ્મતથી તેની સામે થાય છે, પણ એક અબળા ઘણા ચાંડાળો પાસે શું ફાવે ? સુધા સપડાઇ જાય છે.

**પ્રવેશ ૫ મો**—અપીણીયા અબળસિંહને જયસિંહના સિપાઇઓ કેદ કરીને લઈ જાયછે.

**પ્રવેશ ૬ ઠો**—કૉમીક-જેલનો કમ્પાઉન્ડ-પ્યાર કરતાં દુ:ખમાં પકડાઈ પડેલા વામનલાલની સ્થિતિનું દિગદર્શન, લલિતા આવી તેને દિલાસો આપે છે, જેલર આવે છે. લલિતા ચાલાકી વાપરી જેલરનું મન મેળવે છે અને પોતાના બાપને બોલાવવાનું કહે છે. જેલર તેમ કરે છે. વૈદરાજ આવવાની વાત સાંભળી વામન ગભરાય છે પણ લલિતા વામનને દિલાસો આપી તેને છોડાવવાનું વચન આપે છે. વૈદરાજ આવે છે, લલિતા પર ચીડાય છે લલિતા પોતના બાપને પૈસાના લોભથી પોતના પક્ષમાં લે છે અને કોટવાળને થાપ આપી વામનને છુટો કરવાની યુક્તિ રચે છે.

**પ્રવેશ ૭ મો**—જયસિંહનું કપટભૂવન-છળ પ્રપંચની યુક્તિના હથિયાર તરીકે એક નિર્દોશનું ખુન કરી તેના સબને જયસિંહના બ મુકવામાં આવ્યું છે. જયસિંહના કપટી અનુચરો ઢોંગથી સર્વત્ર શોકની છાયા પ્રસારી રહ્યા છે તેવામાં વિશ્વાસઅંધ રાણી ભવાની તથા સ્નેહસિંહ આવે છે, હ્રદયની દીલગીરી બતાવે છે. શોકમાં ગીરફતાર

ફસેલા આ ભોળા અને ઉદાર રાજવંશીઓને સેનાપતિ પ્રપંચથી કેદ કરે છે. રાણી ભવાની આ પ્રપંચથી ત્રાસ પામે છે. જયસિંહ જાહેર થાય છે રાણી તેને નીતિનો ઉત્તમ બોધ આપે છે પણ પત્થર ઉપર પાણી જયસિંહને કાંઇ અસર થતી નથી, સ્નેહસિંહના દુ;ખમાં વધારો કરવા બંદિવાન સુધાને લાવવામાં આવે છે, આપ્તજનો ઉપર આવું અસહ્ય સંકટ જોઇને રણમર્દ સ્નેહસિંહ શૂરાતનના આવેશમાં આવી જાય છે, લોખંડની સાંકળોને કાચા સૂતરના તાંતણા માફક નિમેષ માત્રમાં તોડી નાખીને જયસિંહ ઉપર ધસે છે પણ લાચાર બની જાય છે ને સુખી કુટુંબ ઉપર દુ;ખનું વાદળ છવાઇ રહે છે.

ટેબ્લો.



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—કારાગ્રહ—દુઃખમાં રીબાતા રાજકુટુંબીઓની દયાજનક સ્થિતિ સેનાપતિ આવે છે અને ત્રાસ વર્તાવે છે. સહુકોઈ તેને ક્રૂર ન થવા વિનવે છે. રાજ્ય લોભથી અંધ બનેલ સેનાપતિ સમજતોજ નથી તેને સમજાવવાની દરેક કોશીષ પ્રથમ તો વ્યર્થ જાય છે. પણ જયસિંહ ઉપકારનો બદલો અપમાનથી વાળે તેવો છે એમ ભવાનીની અનુભવયુક્ત દ્રસ્ટાંતથી સેનાપતિનું હૃદય કંઇક વળે છે. રાણી ભવાનીએ દયા બતાવીને જયસિંહને છુટો કર્યો હતો તે ઉપકાર કરવાના બદલા તરીકે જયસિંહે જીવીત દાન દેનારનેજ મરણના મુખમાં સપડાવેલાં જોઇને સેનાપતિ પોતને આપેલી આશાઓ માટે સંકાશીલ બને છે, પીગળતા હૃદય ઉપર સદ્‌બોધનું વધારે સિંચન થાય છે અને સેનાપતિનું હૃદય વળી જાયછે સેનાપતિ સર્વને જીવીદાન આપી છુપાવી રાખે છે; રાજા જયસિંહ આવે છે તેનું મન જોવા ખાતર સેનાપતિ સર્વનો વિનાશ કર્યો એમ કહે છે કે તરતજ રાજા સેના-પતિને પકડી લેવાનું કહે છે. બહાદુર સીપાઈ બચ્ચો ખરી વીરતા દાખવે છે, અને સ્નેહસિંહની મદદથી જયસિંહ તેને કેદ કરવામાં ફળીભુત થાય છે.

**પ્રવેશ ૨ જો**—હાસ્ય વિભાગની પુર્ણાહુતિ.

**પ્રવેશ ૩ જો**—અગળસિંહને પ્રધાનના હુકમથી છુટો કરવામાં આવે છે- મુર્ખની મુર્ખતા.

**પ્રવેશ ૪ થો**—પ્રેમી જોડાનો પ્રેમાલાપ.

**પ્રવેશ ૫ મો**—ઇંદ્રગઢનો રાજદરબાર-જયસિંહનો ન્યાય. સ્નેહસિંહને ગાદી સોંપવામાં આવે છે.

**આનંદ.**

# નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ.

**સ્નેહસિંહ**—વિજયદુર્ગનો રક્ષક, સુધાનો પતિ.

**જયસિંહ**—ઇંદ્રિગઢનો રાજા.

**અબળસિંહ**—વિજયદુર્ગનો રાજા-[વ્યસની]

**માવો**—અબળસિંહનો ખુશામતીઓ ખવાસ.

**સેનાપતિ**—જયસિંહનો.

**વૈદરાજ**—લલિતાનો બાપ.

**વામન**—લલિતાનો પતિ.

## સ્ત્રી વર્ગ.

**સુધા**—સ્નેહસિંહની પત્નિ, અબળસિંહની કુંવરી.

**ભવાની**—સુધાની મા.

**લલિતા**—વામનની સ્ત્રી.

શિવાય દાસ, દાસીઓ, દરબારીઓ, વારાંગનાઓ, કોટવાળ સીપાઇઓ, સૈનિકો ઇત્યાદિ.

**સ્થળ**—વિજયદુર્ગ, ઇંદ્રિગઢ તથા તેની નજીકનું જંગલ.

# સ્નેહ-સુધા.

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

(૧)

**સુત્રધાર**—આનંદ આજે છાયો સકળ સ્થળ
ગાતાં પ્રભુ ગુણ પુર્ણ ઉમંગ ધરી આનંદ૦
અકળ અગમ કૃતિ રતિ અતિ રસભરી
જગત સકળ મહી રહી વિસ્તરી;
કર્તા હર્તા જગના, ફલવતી સહુ તુજ રચના
તારે આધારે સહુકો ચાલે સુખે મ્હાલે
હે જગ નાયક! શ્રી વર દાયક!
સ્હાય કરજો વિઘ્ન હરજો આનંદ

(૨)

**બાળાઓ**—ધર્મકર્મ કરનારા કીર્તિ વિમળ વરનારા
પામી અભય જગ જલધી એ પાર તરનારા
વિષયપાન કરનારા વિષમહીં સડી મરનારા

મોંઘું આ મનુષ્ય જીવન ક્ષણમાં એ ધુળ કરનારા
પાપ પંથમાં પાપી પડી ફટફટ થઇ ફરનારા
જગમાં દુષ્ટ દુઃખ પામી વિણુ મોતે અંતે મરનારા.

( ૩ )

**સુધા સુંદરી**—વિશ્વાધાર પ્રભુ પ્યારા !
દીનાનાથ દીનબન્ધુ
કરૂણાના ભંડાર.... વિ૦
સુખનો ન દેખું આરો
વિપદ વાદળ આ વિદારો
કરીને વ્હાર કરજો ઉદ્ધાર
સંકટ વિકટ શિરે આ આવ્યું
ગ્રાહ્ય ગ્રહોને કિરતાર.

( ૪

**લલીતા**—આવ્યું જોબનીયું આવું શા માટે મસ્તાન
હું દિવાની બની, દીવાની બની.... આવ્યું૦
મીઠું રસીલું દર્દ મુજને કંઇ થાય છે
દર્દ દુખાઈ મારૂં મનડું મુંઝાય છે
શું કરૂં ઉપાયના મારાથી સમજાય.... હું૦
એળે જુવાની મારી ચાલી આ જાય છે
જોબન વનમાળી વીના ખીલી કરમાય છે
લ્હાણુ ના લેવાય સ્નેહ સાગર સુકાય હું૦

(૫)

**લલીતા**—કામણગારા કામણ આ કેવું કીધું
ચિત્ત મારૂં ચોરી લીધું (૨)
મીઠી વાણી સુણાવી પ્રેમ વચને લોભાવી
મારૂં જીવન પરવશ બનાવી દીધું....કામણ૦
**વામન**—જીવતર છે ધન્ય તેનું ગુણવંતી ગોરી સંગે
હશે જેણે પ્રેમપાન પીધું
**લલીતા**—મનડું મસ્તાન તેં બનાવ્યું મોહબાણુથી
વચને વેચાતું લઇ લીધું
**વામન**—વાહ વાહ.
**લલીતા**—તારૂં બનાવી તેં તો દીધું.

**નાચનારીઓ**— (૬)

હઠછોડ સખી ચલ સંગ મેરે, તાહે વૃજમેં કાન બુલાવત હય,
નહીં તુમ બીન વાંકો ચયન પરત નહિ ખાનપાન કચ્છુ ભાવત હય.
મોર મુગટ નહીં પહેનત હય, નહીં અંગ સુગંધ લગાવત હય,
નહિં ધેન ચરાવત જાત સખી વોહે બંસી નાદ ન ભાવત હય,
કયું એસો હીયો તેરી કઠીન ભયો તોહે લાજ શરમ નહીં આવત હય,
જાકો જોગી જન ધ્યાન ધરત બ્રહ્માદીક પારન પાવત હય.
તોરી પ્રિતમે ભુલ ગયો પ્રભુતા તકસીર વો માફ કરાવત હય,
એક બાત ન જુઠ કહું સજની અબ કયા ઇતનો તરસાવત હય.
પ્રિયા માધોસેં બેગે મીલો, પ્યારી બોતો તેરીહી નાજ ઉઠાવત હય.

(૭)

**સખીઓ**—સાહેલી તારા જોબનની જામી શી બ્હાર !
અનુપમ શું રૂપ તારૂં ખીલ્યું અપાર
બની બાળા નીરધાર સકળ લોક તણો સાર
અવની ઉપર અવતરી તું રતીનો અવતાર
રૂપ તારૂં ન્યાળી સહુ ભાન ભુલી જાય
દેવ દાનવ માનવ વરવાને લલચાય
ચટક ચાલે ફરતી દુનિયા દીવાની કરતી
અપ્સરા થકી અધીક સજતી શણગાર.... અનુ૦

**સુધા**—ત્યારે શું મારાથી વિશેષ રૂપવાન રામા બીજી
કોઇ છેજ નહીં )

**સખીઓ**—ભલે રૂપવંતી રામા આ અવનીમાં હોય
તોય તુજ રૂપની તુલના કરી શકે ના કોય

**સુધા**— શરમાવો શું સાહેલી

**સખી**—ગુણવંતી ગોરી ઘેલી

**સુધા**— હવે મશ્કરી દ્યો મેલી

**સખી**—અરે વાહરે અલબેલી
જોબન જોર જામ્યું જખમ કામીને કરનાર. અનુ૦

(૮)

**સખીઓ**—સખી જઇ પ્રીતમને મળેજે
રસભીના સંગે રંગેતું અઢળક થઇ ઢળજે સખી

**સુધા**—શરમ સતાવે શૌકય થઇને મુખથી નવ બોલાય
સખીઓ મન મારૂં મુંઝાય

**સખીઓ**—મનગમતાં મોહનવર મળતાં મુંઝવણ સહુ
મટીજાય-તારી મુંઝવણ સહુ મટીજાય
સખી તારા તનમાં ટાઢક થાય. સખી.

(૯)

**સુધા**— દેવત સાચું આ સંસારે
પ્રીતમ નામ સહાય અમારે
શુભ સંસારનો એ સાર— દેવત૦

(૧૦)

**સુધા**— ગરજે ઘેલા શું થાઓ છેલડા
મોહન મારા જાવો દુર ઘેલડા

**સ્નેહ**— આવોજી આવો શું શરમાવો
પાન પ્રીતીનાં પીઓને પાઓ

**સુધા**— આઘા રહો અલબેલડા.... ... મોહન૦
છોડોજી છોડો હું ગઈ હારી

**સ્નેહ**— રામા રસીલી માનોને પ્યારી

**સુધા**— જાઓ જાણ્યા છો મન મેલડા... મોહન૦

(૧૧)

**ગડારણો—** વાલમ નહિ રે જાવા દઊં રાજ
આજની રાતલડી રાખું રે
કંથજી કેદી બનાવું આજ
નેહનાં નેવલમાં નાખું રે... ... વાલમ૦

દીવસ ન જાયે દોહ્યલા, વિયોગ નહી વેઠાય,
વીયોગની વસમી ઘડી જુગના જેવી જાય
કાળજાની કોરરે ચીતડાનો ચોરરે
હૈડાનો હારરે વ્હાલો રમાડે વિલાસમાં
ભલેહોય બોલડી જીભે હોય જોરડી
વ્હાલો રમાડે વિલાસમાં કાળજાની

આપી અમને વાયદા, આવો નહિં મહારાજ
આવ્યા આજે હાથમાં કેમ જવા દઉં રાજ
અણધારી આ સુખની રાત મળી.
બહુ દીનની આશ મારી આજે ફળી
લ્હેરલ્હેર રે વાલમજી સંગે લેશું હો લ્હેર

**બામન,** લલીતા— (૧૨)

વાલમજી તારી પ્રિતીની બલીહારી જીવન ધનવારી
રસીલી રંગીલી વશીછે અંતરમાં

છબીલી કામણુગારી મુર્તિ આ તારી પ્યારી
પ્રિતમ પ્યાના પ્રેમભીના અંતરના આધાર
મોહન પામી મનગમંતા હું ધન્ય થયો અવતાર
નવેલી નવોઢા છબીલી મીઠીશી વાણી તારી.

**વામન,** લલીતા— (૧૩)

ડાહ્યા ડમરા બાબી લાગે રૂપાળા
કાલા ઘેલા લાગોછો શું રઢીઆળા
પુરૂષ તણો પ્હેરીને જાવો
ઠીક જમાવ્યો રંગ
રંગત રમશું રેશું સંગે (૨)
બળ્યા તમારા ઢંગ .... .... ડાહ્યા.

(૧૪)

**દરબાર**—ગાઓ ગાઓ સહુજન આનંદથી નૃપ ગુણ ગાઓ
અવીચળ તપો રાજ જય થાઓ
ધર્મકર્મે સદા રામ સમાં રાજ્યમાં
પ્રજાને પૂર્ણ સુખ આપતાં નીતી અને ન્યાયમાં
સુર્ય ચંદ્ર સમતાજ તણું તેજ જગમાંહી છાઓ

(૧૫)

**રાત્રીશાગર**-હાલાકે યારી વે લુટખરયા દીલ મેરા ડાચી વાલીયા
રબ્બા તેરીઆ દોહાઇઆ મુશકેલ કુટણેનું આઇઆં

ખચઠી, પુછઠી સીરાઇઆં
પતા તેરા ડાચી વાલીયા
સુતી રહે ગઇ સસી સેજ બલોચાં ને ખસી
દીલડી કોઇ ભીનદશી પાલી ફેરડાચી વાલીયા
ચારાં જાઇન અગેરે જાવાં સદકે મંચ તેરે
કદી આગર મેરે હિકો ફેરા ડાચી વાલીયા હાં—લાકે.

(૧૬)

**લલીતા**—રસઘેલા છો પ્રીતમ પ્યારા
કામણગારા ચિત્ત હરનારા મનહર મારા વાહ.
**વામન**— વાહ ચટકતી ચાલ તારી
ગોરી ઘાયલ કરનારી
**લલીતા**—ચતુર સુજાણુ છો સુખભાણુ
**વામન**— જીવન પ્રાણુ હયો સુખ લ્હાણુ ... ...રસ૦
**લલીતા**—સોનાના સુરજ મારે આજ ઉગ્યા
મોહન મન માન્યા હું પામી;
**વામન**— એમકે
પામ્યો સંસારે સુખ સાર
મન હરનાર મળી દીલદાર ... ...રસ૦

(૧૭)

**લલીતા**—ઓ સ્નેહભીના શીરતાજ
પ્યાલી પીયોજી આ પ્રેમની
સ્નેહે ભરપુર છે પ્રેમનું એ નુર છે.... ....**ઓ૦**
**વામન**— રંગીલો મધ આ સ્નેહ ભરી ચીજ છે
બીજી તું સ્નેહભીની નાર
**લલીતા**—સ્નેહે સંસારનો સઘળો વ્હેવાર છે
સ્નેહ એજ સંસારે સાર
**વામન**— વાહ વ્હાલી વરણાગી અલબેલી અનુરાગી
છો સુંદરી સુજાણ .... .... **સ્નેહભીના૦**

(૧૮)

લલીતા— જોઇ મીઠી મુર્તિ હુંતો ગઇ છું લોભાઇ
વામન— મધુરી મીઠડી આનંદની લ્હેર હૃદયમાંહી છાઇ
મારીને મોહબાણ ઘાયલ બનાવ્યો
લલીતા— હુંતો ગઇ ફંદે ફસાઇ
વામન— હાજર હુકમે દાસ તમારો
લલીતા— પ્રેમી મળ્યો આ પ્રાણ પ્યારો
વામન— રસીલી રંગીલી છબીલી નવેલી
આજે આનંદ વધાઇ જોઇ૦

(૧૯)

સુધા— પ્રીતમ પ્રાણ આવો
હસીને હસાવો પ્યારીને રીઝવો
લાલ લઈ લ્યો લાખેણો પ્રેમ લ્હાવો.... પ્રાણ૦
રંગે સંગે રાત રમો
ભાવતાં ભોજન જમો
નેહભરી નજર કરી પ્રણય પાન પીઓ–
અને પાઓ... ... ... ... પ્રાણ૦

(૨૦)

સુધા— કામીજન રૂપ ઉપર સહુ મરતા રે
કુટીલતા કરતા
કરે અનીતી અધમ અતીશે
પ્રભુનો ડર નવ ધરતાં
પરમેશ્વર પોતાને માની
અંધ બનીને ફરતા રે
લાજ શરમને કરી પરાઇ
પાપી પગલા ભરતા
અંતે ફટફટ થઇને પાપી
વીણ મોતે સહુ મરતા રે

(૨૧)

**અફસર**— છેતરશો નહિં હાજી

**વામન**— તું બગાડતી નહિં બાજી

**લલીતા**— રોયો, પાજી અફસર, આ ઉલ્લુ લાગતો

**અફસર**— યુક્તિ મારી જોજો

**વામન**— પછી પોક મુકીને રોજો

**લલીતા**— રોયો પાજી અફસર આઉલ્લુ લાગતો

**વામન**—આગોટાળો એ ગોટાળો ગડબડ એનીએ.

**લલીતા**— એ ગણો કે આગણો પણ હું તો એનીએ

**અફસર**—(ચાલો જલદી ચાલો)

**લલીતા**—(બસ અમન ચમનમાં મ્હાલો)

**વામન**— લલીતા ખુબ બન્યાં લટકાળા
એને લઇજાય પોલીસવાળા

(૨૨)

**સ્નેહ**-**સુધા**--દગલબાજો આદુનિયામાં થયા નથી કોઇના ન થનાર
બધો છળકપટ ભર્યો સંસાર
સ્વારથની સઘળે મારામાર
સર્યા પછી સહુ ગણતા પોબાર.... દગલબાજો

દુધ પાશો સર્પને પણ ઝેર તેનું તો થશે
લાડ કરશો શ્વાનને પણ આખરે ભસવા ધસે
ઉપકાર કરશો નીચપર અપકાર બદલો આપશે
છે ઇશ્વરીએ કાયદો સહુજાતપર અંતે જશે
અગ્નીની પ્રીતનો જે સાર
પ્રપંચીની પ્રિત તેવી નીરધાર
સળગતાં કરે સુખી સંસાર
દગો નથ સગો કોઇનો યાર. દગલબાજો.

(૨૩)

**વામન**— રામરસીલી નખરાળી તું નાજુકડી
**લલીતા**— ફુલાવો અમથી શું નાથ
**વામન**— દેતું હાથ
**લલીતા**— સંસારી બીગડે શ્યામાને સંભાળી લેજો દીલદાર
સ્નેહામૃત પીને સંગે રહીશું સંસાર. રાધે.

(૨૪)

**વામન**— ગોરી ધીરે ચાલો જોબનીયું ઝવકાઇ જાય
ઝલકાઇ જાય મીઠો રસ છલકાય. ગોરી.
**લલીતા**—પાલવડો મુકો મારો પાય પડું હું વ્હાલા

નવરંગ ચાર મારાં જુઓ આ ચીરાઈ જાય હાય
ગોરી૦
કરગરી કહું છું હું તો બલજોરી છોડી લાલા
પતલી કમર લચકાય હાય. ગોરી૦

(૨૫)

**સ્નેહ-સુધા—**

લ્યો મીઠાંને મઘમઘતાં ફુલ
કહો મુલ
મુલ એનાં અણુમૂલ
મારૂં જીવન ધન ડૂલ .... લ્યો૦
પરીમલ પ્રીતમ પ્યારનો સાચી જીવન લ્હાણુ.
પ્રેમકાજ કુરબાન છે તનધન જીવન પ્રાણ
સુખ સૃષ્ટીમાં અતુલ પ્રેમ માંહી વસુલ

(૨૬)

**સ્નેહ-સુધા**

રસઘેલા છેડ કરશોમાં જાઓ જાઓ મને અડશોમાં
રસ ઘેલી રીસ કરશોમાં અંતરે રીસ ધરશોમાં
કોઇ જોશો પિયુ દૂર જાઓ

સુંદરી શીદ શરમાઓ
પ્રેમદા પ્રેમનો લેશું લ્હાવો
જાઓ જાઓ શીદ મુને સનાવો. કોઈ.

(૨૭)

સર્વે— વિજય જય આજે થયો
થઈ કૃપા પ્રભુની
ઉરમાંહી આનંદ છવાયો
અવનિમાં સર્વદા દુષ્ટને મળેછે દંડ
ધર્મનો વિજય પામે પરાજય થયો–વિજય.

સમાપ્ત.



## ફૈન્સી કાપડના વેપારી,

# શાહ જમનાદાસ તારાચંદ.

અમારે ત્યાં રીબકાડ, કાશ્મીર, વેનીસીઅન, સીંગાઇપ્યાજ, શાઇનાસીલ્ક, સાટીન, ડક, ટવીલ તથા ખમીસો માટે જાતજાતની તરેહવાર છીંટો, સારા ઝીણા વિલાયતી તથા બંગાળી પાટલાના ધોતીજોટા તેમજ બાનુઓ માટે સાડીઓ, મર્સીરાઇઝ્ડ મલમલનાં પોત તથા પોલકાં માટે ફેન્સી કાપડ વેચાય છે.

**પુટક તથા જથ્થાબંધ વેપારી.**

ઠે. ૪૭૩૫, ફુવારા સામે,

**અમદાવાદ.**